# સપ્તગ્રહયોગફળ.

અર્થાત્

ચાલુ શાકે ૧૮૨૧ ના કાર્તીક માસમાં એકઠા
થનારા સાત ગ્રહોનું

## ફળ ભવિષ્ય

આ માટે લોકોમાં ચાલેલી ભયંકર ચર્ચાના સમાધાનાર્થે
અનેક જ્યોતિષ ગ્રંથાધારે લખનાર

સામળદાસ સેવકરામ ગોર
કૌતુક રત્નાકરના મૅનેજર, અને ધી વડાગામ
તત્વશોધક કંપનીના સેક્રેટરી.

મુંબઈમાં—બૉમ્બે ન્યુ પ્રેસમાં છાપ્યું.

શકે ૧૮૨૧— સને ૧૮૯૯

કિંમત એક આનો

॥ श्री ॥

# ભાવિ સપ્તગ્રહયોગફળ વિચાર.



આવતા કાર્તીક સુદ ૧૫ મે સાતગ્રહો વૃશ્ચિક રાશિએ આવે છે તે બદ્દલ વર્ષ લગ્ન પરથી તાજક શાસ્ત્ર ધારાએ તેમજ મયુરચિત્રકાદિ ગ્રંથોમાં કહ્યા પ્રમાણે તથા ગ્રહગોચર અનુસાર નીચે લખ્યા મુજબ ફળ આવશે.

## પ્રથમ આ વર્ષના જગલગ્ન ઉપરથી વિચાર.




જગલગ્ન સિંહ હોવાથી તેની કુંડળી આવવા પ્રમાણે લગ્નનો સ્વામિ સૂર્ય એ રાજાગ્રહ, ઉચ્ચો ભાગ્યસ્થાનમાં હોવાથી બળવાન તથા હર્ષીત અવસ્થામાં છે. તેથી રાજા સુખી રહેશે. પ્રજેશાએ દૃષ્ટ ચંદ્ર તે દિવસ બળિષ્ટ થાય છે, તથા સાતમા સ્થાનમાં રાજકારસ્થાની શુક્ર છે જેને અષ્ટમેશ ગુરૂ તથા ષષ્ટેશ શનિએ બન્ને પૂર્ણ દ્રષ્ટિએ જુએછે તેનું પરિણામ જાતિ કલેશ તથા દ્વેષ વિગેરે થશે. નવીન સંતાનો નષ્ટ (નાશ) થશે. તથા સર્વ પ્રજાનાં મન અસ્વસ્થ, રોગિષ્ટ, તથા દૂષી થશે. અરૂચી વિશેષ થશે તથા અન્નપણ રોગિષ્ટ થશે. રાજભાગ્ય અસામર્થ્ય થશે.

**उक्तंचं " जगल्लग्नाद्वर्षस्यशुभाशुभंज्ञेयं तत्रैवउक्तमास्ति अष्टमेद्वाद-शेवापिभवेत्यत्पुरराशितः जगल्लग्नंतदाहानिस्तत्पुरस्यनसंशयः"**

"इति प्रमाणात् जगल्लग्नादवश्यविचारःकार्यः पुनश्च जन्मलग्नाद्वर्षे लग्नाज्जगल्लग्नंयदाभवेत् अष्टपेद्वादशेत्रापिसत्वर्षोनशुभावहः"

એ મુજબ વ્યક્તિ માત્રને તેમજ નગરાદિકને ફળ જોવાને કહ્યા પ્રમાણે જેની મકર રાશી હશે તેને તથા જે ગામની રાશી મીન તથા મકર હશે તેને આ જગ લગ્ન વિશેષ હાનીકારક છે. હવે તાજીક શાસ્ત્રપરથી વિચાર—સૂર્ય—બુધ એમનો ઈત્થશાલ નામક યોગ છે, સૂર્ય વ મંગળ વ રવી શનિ રવી રાહુ એમનો પણ યોગ હોવાથી શત્રુ તરફથી રાજાગ્રહ સૂર્ય ત્રાસ પામીજશે. તથા રાહુસાથે ઇત્થશાલ હોવાથી નિસ્તેજ પણાને પાત્ર થશે વળી કાર્તિક સુદી ૧) શુક્રવારે ઘ૦ ૨૩ પળ ૫ સમયે મીન લગ્ન-પર નવીન સંવત્સરારંભ થાય છે. તે કુંડલી પ્રમાણે જગલગ્નને ષષ્ટાષ્ટક છે.




જેથીં અનિષ્ઠ કારક ફળ પ્રાપ્તિ આવે. લગ્નેશ આઠમા સ્થાનમાં અસ્તિં હોવાથી પરરાશી—ગમનોત્સુક છે. તથા તેજ રાજ્યનો માલીક છે તેમજ ભાગ્યેશ મંગળ સ્વગૃહમાં અસ્તો-ન્મુખ છે જેથી રાજાના ભાગ્યને અપાય કારક છે. પંચમેશચંદ્ર પણ અનિષ્ટ ચંદ્ર શનિ ઇત્થશાલ હોવાથી વિશેષ ત્રાસદાયક ફળ દેખાય છે. મં. બુ. એમનો ઇસરાફ યોગ છે. શુક્ર મંગળનો ઇત્થશાલ થાય છે. રવી, શુક્ર એમનો ઇત્થશાલ યોગ ગુરૂને મધ્યમાં લેઈને થાય છે. જેથી લગ્નેશને શત્રુ તથા મૃત્યુ પાદાક્રાંત કરે છે. તે મુજબ મીન રાશીને થશે. બાકી રાશીવાળાઓને સારૂં છે, કાર્તિક શુકલ ૨) મંગળનો અસ્ત છે. ત્યારે મંગળાદિ ગ્રહ ક્રમે કરીને મયુરચિત્રક તથા નાડી ચક્રમાં કહ્યા મુજબ મંગળાદિ છએ ગ્રહો ક્રમથી અનુરાધા, અનુરાધા, વિશાખા, અનુરાધા, જેષ્ટા, જેષ્ટા, એ

નક્ષત્રોમાં હોઈ તે પૈકી બુધ—શુક્રની યુતિ ( સંયોગ ) થાય છે. તેનું ફળ સુભિક્ષકારક છે. તથા મંગળ પણ તેજ ઠેકાણે યુક્ત હોવાથી મહર્ગતા ( મોંઘવારી ) થવાનો સંભવ છે. પરંતુ ઉપરના વચને સાધારણ સમર્ગતા થાય છે. તેમજ મંગળ, શનિ, રાહુ, એક રાશીએ હોવાથી " युद्धदौशनिमाहेयौतथादुर्भिक्षकारकौ " યુદ્ધ કિંવા મોંઘવારી થાય. તેમજ તમો ગુણ જાસ્તિ થશે. પ્રધાનના હાથથી પ્રજાને પીડા થશે. ઊત્પાત કિંવા ભૂમિકંપ થશે, ઘરો બળશે, સોનું મોંઘું થશે. તે સમય ઠંડીનો છે પરંતુ હેમંત રૂતુમાં ગુરૂનો અસ્ત હોવાના કારણથી ઠંડી પડશે નહીં. કાર્તીક સુદી ૭ મે વૃશ્ચિક રાશિમાં ગુરૂ જાય છે. ત્યારે મં૦ ગુ૦ શુ૦ શ૦ રા૦ બુ૦ એકત્ર થાય છે. તેનું ફળ "षड्वैग्रहाःघ्नंतिसमस्तभूपान्" રાજાને પીડાકારક થશે. સર્વ ગ્રહ ચંડ તથા વાત નાડીમાં હોઈ ફકત ચંદ્ર અમૃત નાડીમાં છે. જેથી પાંચ દિવસ પ્રજાને સુખકારક થશે. કાર્તીક શું૦ ૧૩ બુધવારે સુર્ય સંક્રમણ થાય છે. ત્યારે શ૦ રા૦ મં૦ ૨૦ બુ૦ શુ૦ ગુ૦ એ સાત એકત્ર થાયછે "सप्तग्रहाघ्नंतिसमस्तदेशान्" તેનું ફળ સર્વ દેશ નષ્ઠ કારક છે. સર્વગ્રહો ચંડ તથા વાતનાડીમાં હોઈ ચંદ્રપણ ચંડ તથા વાતનાડીમાં આવેછે, જેથી અકસ્માત ઊત્તર દિશામાંથી પવન છુટી સર્વ દિશાઓ ધુળથી પૂર્ણ થશે. ઝાડો પડશે. એવું બે દિવસ ચાલશે, પછી કાર્તીક શુ૦ ૧૫ કૃતિકા નક્ષત્રે યુક્ત હોવાથી પ્રજાને શાંતિ થશે. પ્રજા અને રાજા અરસ્પરસ બેઈમાની થશે. પશ્ચિમ તરફના રાજા ગતપ્રાણ થશે. કેટલાંક ધાન્ય જેવાંકે ઘઉં, તુવેર, ઘી, વીગેરે મોંઘાં થશે, રાજાઓના મન ભયગ્રસ્ત થશે. "यदाजीवयुतोमंदातदालोकोविनश्यति" આ વચન પ્રમાણે લોક નષ્ઠતા થાય, પરંતુ પ્રત્યક બાર વર્ષમાં આવો યોગ થનાર જેથી બીજા લોક નષ્ટતાના યોમાયોગ આ વચનનું સાફલ્ય કરવાને ચારિતાર્થ

છે સબબ તેમ થવાનો સંભવ નથી, ફક્ત "**शनिराहूयदैकत्रभवेतांदुःखिनःप्रजाः**" ઈત્યાદિ વચનાનુસાર પ્રજા દુખી થશે. "**सर्वधान्यमहर्घत्वंराजानोभयविव्हलाः**" **एकराशिगताह्येतभौमभार्गवसूर्यजाः तदायुधाविनश्यंतिप्रजानांसंक्षयोभवेत् । गुरुमंदारशुक्राश्चयदासौम्यसमन्विताःदेशभ्रंशप्रजानाशोवस्त्रधातुमहर्गता.** ઈત્યાદિ પ્રકો ભયંકર પરીણામનાં દેખાય છે. પરતુ તેમ થવાનો સંભવ નથી, કારણ તાજીક શાસ્ત્રમાંના યેગાયેગ પ્રમાણે "**अस्तमितग्रहयोगशुन्यफलदःशीघ्रगतिकाः पृष्टभागमगादीप्तांशस्थाःवक्रहीनत्वंचचेन**" આ વર્ષે સર્વ ગ્રહોમાં અલ્પ ગતિના ગ્રહ શ૦ ગુ૦ રા૦ એ આગળ નથી. બુ૦ શુ૦ મં૦ આગળ જાય છે. વળી પાપ ક્ષેત્રમાં આ યેગ છે સબબ દરિદ્ર તથા દુખેકરી પ્રજા પીડીત થશે.

કાર્તીક કૃ૦ ૩ સોમવારે શની ધનરાશિમાં જાયછે. ત્યારે શનિ મંગળનો ઈત્થશાલ હોવાથી તેનું ફળ જે યુધ્ધ તે વિશેષ નહોતાં સરાસરી મારામારી થશે. પછી ચંદ્રએ નીરદ, અંબુદ, અત્યંબુદ, એ નાડીમાં ગમન કરે છે. જેથી જલ્દી શાન્તિ થશે, કાર્તીક કૃ૦૭ બુધાસ્ત થાય છે. ત્યારે ઘઊં, તેલ, રૂ, ચોખા, તુવેર, ગોળ, રૂપું, જસત એ મોઘાં રહેશે, પશ્ચાત કાર્તીક કૃ૦ ૧૧ ગુરુનો ઊદય થાય છે અને શનિનો અસ્ત થાય છે જેનું ફળ વિશેષ દુઃખ કારક છે. ( અર્થાત્ શ–મં૦ રા૦ ગુ૦ તે અસ્ત હોય તો સામાન્ય પિડા થાય, પછી કાર્તીક વદી ૧૪ ) જેષ્ટા નક્ષત્રે સૂર્ય ગમન કરે છે તેનું ફળ ખરાબ છે. કારણ સર્વે ગ્રહ ચંડ નાડીમાં આવે છે. તથા શ૦ ર૦ નો ઇત્થશાલ યોગ થાય છે. જેથી સિંહલગ્ન ત૦ રાશીને વિશેષ ખરાબ, વાયુ તથા વરસાદના ભાસ, દસ્યુ દાસપણાનાં કર્મ વિશેષ, રાજ્યકાર્યભંગ. મનોભંગ તથા ત્રાસપણુ થશે. દ્રવ્ય હોઈને લોક ચીંતાગ્રસ્ત રહેશે.

તેમજ કાર્તીક કૃ૦૩૦ શનિવારે આવે છે—જેમાસમાં પાંચ શનિવાર આવે તેનું ફળ "**शनेश्चपंचकंदृष्ट्वापातालेकंपतेफणी॥ ईशान्ये-देशभंगश्चवान्हिदाहोमहर्गता**" ઈશાન દિશામાં ભૂમિ કંપાદિઊત્પાત થશે, તારાપાત થશે. ( તારાખરશે ) મોંઘવારી થશે. કલકત્તાથી માંડીને ઊત્તર દિશામાં ઈશાન દિશાનું ફળ આવશે. પશ્ચાત માર્ગશિર્ષ માસમાં સાધારણ પ્રજા દુઃખ ચાલશે.

હવે જાતક શાસ્ત્ર મુજબતેનો વિચાર તથા ગોચર વિચાર—રાજ્યેશ સૂર્ય ઊચ્ચમાંઊચ્ચ તથા વર્ષ સ્વામિ જોતેજ હોય તો રાજાને સુખ થાયછે. દશમેશ શુદ્રકેદ્રીં મિત્રક્ષેત્રમાં જેથી—માનમર્તબા, અલંકાર વગેરે આપવાના ઝપાટા વિશેષ થશે. પરંતુ શુ૦ ૨૦ એસ્વભાવિક શત્રુ જેથી અંદરથી બીજીજમુધિ થશે. પ્રજાપતિ ગુરુવક્રી છે. સબબ સંતાન બુધ્ધિ, વિદ્યા પણ વક્રત્વને પામશે. સંતાન રોગી, દુષ્ટ બુધ્ધિવાન, તથા વિદ્યા-વિવાદી થશે. તૃતિય, ચતુર્થસ્થાનમાં પાપ ગ્રહયોગ જાસ્તિ જેથી ધૈર્ય, પરાક્રમ, નિર્ભીડપણું વિશેષ થશે. શારિરિક શ્રમ વિદ્યા તરફ લક્ષ જશે. તથા બૃહજ્જાતકમાં કહયા મુજબ "**एकस्थैश्चतुराभिरित्यादि** વચન ઉપરથી યોગ તરફ લોકનાં મન ઘણા. જશે. સંસાર ત્યાગ ( મોહ ) કમી થશે. ઈશ્વર તરફ મનોભક્તિ થોડી રહેશે પરંતુ "**रविलु-सकरैरदीक्षिताबालिभिरित्यादि** વચન ઉપરથી તદ્ભકત યોગ આવેછે. દીક્ષા વગેરેનો યોગ નથી જેથી સંસારને ત્રાસ થઇ વેદાંતની વાતો બોલવામાં શ્રેષ્ઠત્વ માનશે. હવે પંચતત્વ પરથી પરીણામ—મં૦ બુ૦ ગુ૦ શુ૦ શ૦ ક્રમથી અગ્નિ, પૃથ્વિ, આકાશ, જલ, વાયુ, એમ છે. તો તેમનાં સ્થાંનો "**नासास्यहृत्त्वक्श्रवणानुपेयान्** " આસ્વરૂપનાં હોવાથી ક્ષીણ જે શુક્ર તે જલ તત્વકારક હોઇ ત્વચારોગ છે.

સબબે પાણીમાંના નાના પ્રકારના હેતુએ ત્વચાં રોગ પ્રજાને ઉત્પન્ન થશે, તેમજ નેત્રને પીડા અગર અંધત્વ, કાણત્વ, ( બહેરાશ ) ઈત્યાદિ ઘણાંએક મનુષ્યોને પ્રાપ્ત થશે. તેમજ બૃહજ્જાતકમાં કહ્યા મુજબ બુધ મંગળ યુક્ત હોઈ ચં० શ० શુ० ર० રા० એપણ યુક્ત છે, "सूर्यौरसार्म्मीभरपूज्यशुक्राशनेश्वराःसंजनयंतिमर्त्यं॥ नराश्रयंनीचसखंदरिद्रं विमुक्तसत्यंगुणर्वीजतंच" જેથી મનુષ્ય નિચસેવી. દરીદ્રિ, અસત્ય સંગી, નિર્ગુણી એવા પ્રકારના થશે. હવે ગોચર રીતથી જેની જેની રાશીને એ સપ્તગ્રહ જે જે પ્રમાણે આવેછે તેનું ફળ આ પ્રમાણે. મેષ રાશિને સર્વે ગ્રહ અષ્ટમસ્થાનમાં આવેછે, તથા ચંદ્ર ધનસ્થાનમાં આવેછે, જેથી તેને શરીરે ઈજા વિગેરે થશે. ધનસબંધી ત્રાસ થશે, દ્રવ્ય ચોરના હાથમાં જશે. વૃષભરાશીને સાતમા આવેછેજેથી પરસ્ત્રી ગમન, શુરત્વા તથા રાજકાર્યમાં જય મળો મિથુન રાશિને છઠ્ઠા હોવાથી શત્રુનાશ, સત્યવીર્ય, પરાક્રમી થશે કર્ક રાશીને સંતાનકષ્ટ વ મનોભંગ, અને રાજકાર્યમાં વિઘ્ન થશે સીંહ રાશીને વેપારમાં ઉતેજન, મિત્ર શત્રુત્વ વિગેરે થશે. કન્યા રાશિને ભ્રાતૃકાંદિ દુઃખ વસબંધીજન સબંધી ક્લેશ, તુલા રાશિનેધનનાશ વ ભૂમિગ્રહણ' વ્યાપારે કૃષ્ટત્વ થશે. વૃશ્ચિક રાશિને શરીરે કલેશ, મન સંતાપ, કલહ વિગેરે થશે. ધનરાશિને પ્રવાસ, શત્રુત્વ, ભય, વ સંકટ થશે. મકર રાશિને ધનલાભ, શત્રત્વ, વ્યાપાર નાશ વગેરે. કુંભરાશિને સબંધી દુઃખ, અને સંકટ પડશે મીનરાશી વાલાને દુષ્કીર્તી, પ્રજા ભંગ, દરિદ્રતા વિગેરે થશે. તે ઉપરથી જેની જે રાશિ હશે તેનું ફળ તેને અનુભવમં આવશે. વળી જગલગ્નં સીંહ હોવાથી તેના ન્યાય સ્થાનનો માલીક શુક્ર મિત્રક્ષેત્રમં હોવાથી તથા તેને બુદ્ધિદાયક શ० રા० હોવાથી કેવળ દાસ ભૂત અન્યાયી ગ્રહ પર્યાયી લોક હોઇ તથા

નીપરવિષમતાના માલીક ગુરૂ પૂર્ણ દ્રષ્ટિ કરેછે જેથી ન્યાય દેવતા અશુભ સૂચક અન્યાયી રૂપધારણ કરી જગતમાં દિગ્વિજય કરશે. તેમજ દંડાધિપતિ સૂર્ય, વ શનિ એ પરસ્પર શત્રુ હોઈ બંને ત્રિકોણમાં હોવાથી પ્રજાને દંડાદિ ઊપદ્રવ થશે. વ્યયેશચંદ્ર ગુરૂ દ્રષ્ટ વ શની દ્રષ્ટ છે જેથી મનુષ્યોના હેતુ દુષ્ટ થશે. જંગલના માલીક ર૦ મં૦ચં૦ પરસ્પર અનિષ્ટ જેથી તે સબંધી ત્રાસ જારિત પડશે.

## સારાંશ.

આ વરશમાં સપ્તગ્રહયોગ છે, એવોજ પૂર્વે શાકે ૧૭૪ર તા૦ ૪ એપ્રીલ ૧૮૨૧ માં ફાલ્ગુન કૃ૦ ૩૦ સોમવારે થયો હતો. તે વખત રવીથી શનિ પર્યંન સર્વ ગ્રહ એકજ મીન રાશીમાં હતા, તેમાં રાહુને સબંધ ન હોતો, તે વખતના ઈતિહાસ પરથી તપાસતાં "सप्त ग्रहाघ्नंति समस्त देशान्" "लोकोविनश्यातियौ" युद्धदौशनिमाहेयौ" ઈત્યાદિ વચનોમાં કહ્યા મુજબ ફળો તથા તેઓનો આવેલો અનુભવ તેવો દેખાતો નથી. પરંતુ તે વખતના ગ્રહોમાં રાહુ નહોઈ સરવે ગ્રહો સુભરાશિમાં હતા. અને આ વખત તો પાપ ગ્રહ રાશિમાં હોઈ રાહુ યુક્ત છે. છતાં સુક્ષ્મ વિચારથી જોતાં આ વેળાએ ચંદ્રનો નિરબલત્વ યોગ આવતો નથી—અને તે વખત હતો. ચંદ્ર પ્રમાણે વ્યક્તિ માત્રને અનુભવવિશેષ હોયછે. કારણ "कालात्मादिनकृन्मनस्तुहिंनगु" જેથી આ વખત કરતાં તે વેળાએ વધારે ખરાબ ફળ હોવાછતાં તેવું ફળ થયાંનું માલુમ પડતુ નથી. એનું કારણ તે વર્ષનું જગલગ્ન કુંભ હોઈ સૂરય જે "રાજાગ્રહ" તે બલિષ્ટ હતો. ફકત અધિપતિ બલિષ્ટ ન હોવાથી સામાન્યત: અસ્વસ્થતા હતી. એકંદરે જગલગ્ન પરથી જોતાં વિશેષ તાત્પર્ય એ દેખાયછે કે જે જે વર્ષે જે નગરથી જગલગ્ન અષ્ટમ ષષ્ટી

૪૯૬૩



વા દ્વાદશ સ્થાનમાં આવેછે તેને અનિષ્ટકારક થાયછે. તેમજ જે વર્ષમાં જગલગ્ન અનિષ્ટ કારક ફળ બતાવે છે તે વર્ષમાં નાના પ્રકારની પીડાએ પ્રજાજનને તેમજ શ્રેષ્ટદિ ( વ્યાંપારી જનને દુઃખ થાયછે. સને ૧૮૫૭ સાલમાં એટલે શાકે ૧૭૭૮–૯ માં જગલગ્ન કર્ક હોઈ તેનો અધિપતિ ચંદ્રશનિ સાથે દ્વાદશ સ્થાનમાં ઈત્થશાલ યોગ કરનાર હતા, તેનું ફળ "**लग्नेशाष्ठमयोरिस्थशालः कष्टदः दुःखदः भीतिकारकश्च**" એવુ હતું. પરંતું તે વેળા પણ રાજાગ્રહ "સુરય," બલિષ્ટ હોવાને લીધે ફક્ત પ્રજાજનનો નાશ હોઈ રાજકીર્તી, વૈભવ, ઇત્યાદિની વૃદ્ધિ થઈ. એનું કારણ રાજાગ્રહ બલિષ્ટ હતો એજ હશે, પરંતુ એ યોગથી પ્રજાલોકમાં ચોરી, ધાડ, રોગ, મોંઘવારી, અતિ વૃષ્ટિ, તીડ, વગેરેનો ત્રાસ થયા વિનારહયોનહીં. તેવીજ રીતના ઊપદ્રવ આ વર્ષમાં પણ થવા સંભવ છે.

જે જે વર્ષે જગ લગ્ન અનિષ્ટ હોય છે તે તે વર્ષે થોડું ઘણુ પણ અનિષ્ટ ફળ આવે છેજ. જેમકે શાકે ૧૮૧૭ થી પ્લેગનો રોગ આવી પ્રજાને દુઃખ થયું. એનું કારણ જગ લગ્ન વૃશ્ચિક હોવાથી નાના પ્રકારનો પીડા મનુષ્યોને થાયજ તેમજ શકે ૧૮૨૧ નું જગલગ્ન સિંહ છે. એનો અધિપતિ સુર્ય, ભાગ્યસ્થાનમાં ઊચ્ચનો છે, અને તે રાજા ગ્રહ જેથી રાજાને સુખકારક છે. ફક્ત પંચમસ્થાનમાં શનિ, તથા તૃતિય સ્થાનમાં રહેલો ગુરૂએ અનિષ્ટ ફળ દાતા છે, જેથી પ્રજાને દુર્ભીક્ષતા, ચોરપીડા, અતિવૃષ્ટિ, કિંવા અનાવૃષ્ટિ, આયંત ઊદર, તીડ ઇત્યાદિના ઉપદ્રવથી પીડા થઇ ત્રાસ પ્રાપ્ત થશે. વળી કોઈને શંકા થશે કે સને ૧૮૯૨ ની સાલમાં જે હુલડ થઈ મારામારી થઈ હતી તે વેળા સપ્તગ્રહ કયાં એકઠા થયા હતા ? અગર શનિ મંગળ પણ એકત્ર નહીં હતા છતાં એવડું મોટું હુલડ થવાનું કારણ શું ? તેના સમાધાનમાં એટલુંજ કે

તે વર્ષે જગલગ્ન જે તુળ હતુ તેનો સ્વામિ શુક્ર એ અષ્ટમસ્થાનમાં હતો, તથા પ્રજેશ જે શની તે દ્વાદશ સ્થાનમાં ચંદ્રયુક્ત હોઈ સુર્ય પણ ગ્રહણમાંથી છુટી રાહુયુક્ત માત્ર અસ્તકેંદ્રિ હતો, જેથી પ્રજાના ક્ષુલ્લક કલહે પ્રજાની મોટી ખરાબી થઈ, ત્યારે તેનું ફળ રાજાને પણ થવાનો સંભવ હતો, તથાપિ લગ્નેશ તથા, દશમેશ જે શુક્ર ચંદ્રએનો વર્તમાન ઇત્થશાલ હોઈ તૃતિયસ્થાનમાં મંગળ હોવાને લીધે સર્વ પ્રજામાં શાન્તતા પ્રસરી, ત્યારે મુખ્યત્વેકરી જગલગ્ન પરથીજ વર્ષ ફળ જોવું એવું " હાયન રત્ન " નામના ગ્રંથના પૂર્વાર્ધમાં કહ્યા મુજબ આવતા કાર્તીક માસના સપ્તગ્રહ યોગનું પરીણામ કંઇ ઘણું ભયંકર તરેહનું ન હોતાં ફક્ત નાના પ્રકારના સંતાપ દરેક મનુંષ્યને રહેશે, ઈશ્વર પરથી નિષ્ટા, ભક્તિ કમી થશે તથા નાના પ્રકારના પરચુરણ રોગ ઉત્પન્ન થયેલા છે, તેજ કાયમ રહી કમી જાસ્ત ચાલશે, તેમજ મુખ્ય ધાન્ય બાદ કરતાં બાકી ધાન્યની કીંમત તેમોંઘી થશે. પૈસા હરણ થશે, અગર દ્રવ્ય છતાં પણ મનુષ્યની સ્થિતિ નિશ્ચિત રહેશે નહીં, અલ્પાયુષી સંતાનો થશે. ઈત્યાદિ નાના પ્રકારના દુઃખકારક સંતાપો ઉત્પન્ન થશે.—પ્રત્યેક ઘરનો જે માલીક માણુસ એ રાજાજ જાણવો, માટે તે માણુસની જાતે દુઃખ નહોતાં બીજાં કુટુંબનાં માણુસો જે તેની પ્રજા તેને દુઃખ થવાથી તેને દુરકસ્વા માટે ત્રાસ પડશે. એ જેમ દરેક માણુસના ઘરના નાના રાજ્યની વાત કહી તે મુજબ મોટાં રાજ્યોમાં પણ થનાર, પોતનો માલેક જે લગ્નેશ, ભાગ્યેશ, દશમેશ, તે ર૦ મં૦ બુ૦ હોવાને લીધે રાજસુત્રમાં કમીપણું ઇત્યાદિ કંઈ ન હોતાં માત્ર સાધારણ થશે.

આ સપ્તગ્રહ યોગ ફક્ત પલભા ૪।પા૬ તથા ૨।૩ આ ઠેકાણેજ છે, છે, એટલે હિંદુસ્થાનમાંના પંજાબથી તે પુર્વે રંગુન તથા દક્ષિણે લંકાંસુધી છે. એસિવાયના અન્ય દેશોમાં તેમજ યુરોપ તથા આફ્રિકામાં તો સપ્તગ્રહ યોગ બીલકુલ નથી. અને અમેરિકામાં તો એનાથી ઊલટુંજ છે

જેથી ફકત આ સપ્તગ્રહયોગ એકલા હિંદુસ્થાનમાંજ થાય છે, તો તેનું ફળ પણ ફકત આ દેશમાંજ જણાશે, ત્યારે રાજસુખ આપણું એમનેએમજ કાયમ રહેશે. અને જગત્ક્ષય થશે, યુધ્ધ થશે, નવિન ભૂમિપતી થશે, ઈત્યાદિ લખેલાં, છાપેલાં, કીંવા લોકના મુખનાં જે ગપાષ્ટક ચાલે છે, તે અનુભવમાં ન આવતાં સાધરણ રીતે ગયા ચાર વર્ષ જેમ ગયા. તેમ આ વર્ષ પણ તેટલુંજ કિંવા કમી જાસ્તી કષ્ટકારક જશે. માટે જોતિષ્ય શાસ્ત્રપર વિશ્વાસ રાખનાર સજનો પૈકી જેની રાશીથી ચતુર્થ, ષષ્ટ, પ્રથમ. દ્વાદશ, અષ્ટમ એ ઠેકાણે સપ્તગ્રહયોગ આવતો હોય તેમણે તે તે ગ્રહોનો પરીહાર કરી સ્વસ્થ આનંદનો અનુંભવ લેવો, એસિવાય અન્ય મનુષ્યોએ પણ યથા શકિત સત્કૃત્યો કરી મનનિશ્ચિત કરી સુખાનુભવ લેવો. એ મુજબ એકંદરે સપ્તગ્રહયોગ ભયકારક વિશેષ નથી.

## સમાપ્ત.

એવી અદ્ભુત અને ચમત્કારીક વિદ્યાકળાની બાબતોનોજ સંગ્રહ એ નિચે પ્રમાણે દશરત્નોનાદશ વિષયોમાં હમેશાં ચાલું રહેશે.

રત્ન ૧ લુ.—"**સિધ્ધ પુરૂષ ચરિત્રમાલા**"—એમાં **સિધ્ધ નાગાર્જુન, પાત. જલી, ગોરક્ષ, મચ્છિન્દ્રનાથાદિ** નવનાથ વિગેરે ફક્ત સિધ્ધ પુરૂષોનાંજ જીવન ચરિત્રો સરળ ગુજરાતી ભાષામાં આવશે.

રત્ન ૨ જુ.—"**ચાતુર્ય જ્ઞાન સંગ્રહ**"—એમાં "**સંજીવની વિદ્યા**" એટલે ઓષધો સિવાય કેવળ ચાતુરયતાથી રોગ નિવારણ કરવાની રસીકવાર્તાઓ, તથા "**ન્યાય ચાતુર્ય**" એટલે ચમત્કારીક ઘોટાળા વાળી બાબતોનો ચાતુર્ય જ્ઞાનથી ખરો ઈન્સાફ કરવા બાબતની મનોરંજક વાર્તાઓનો સંગ્રહ આવશે.

રત્ન ૩ જુ.—"**અદ્ભુત ઈંદ્રિજાલ વિદ્યા**"—એમાં અનેક દેવ, દેવી, યક્ષણી ઈત્યાદિનાં વિધીસહ સાધનો સર્પાદિ વિષહારક, તથા અનેક વ્યાધિ નાશક, વૈદિક, સાબરી, મુસલમાની ઈત્યાદિ મંત્ર, તંત્ર, યંત્રનો વિધીસહ સંગ્રહ આવતો રહેશે.

રત્ન ૪ થુ. "**વનસ્પતિ વિદ્યા**"—એમાં આશરે ૮૦૦ ) થી વધારે વનસ્પતિનાં અઢાર વીશ ભાષામાંનાં નામો, રંગ, રૂપ, આકાર, ગુણ, દોષ, ઊત્પતિસ્થાન ઈત્યાદિ સવિસ્તર વર્ણન વર્ણાનું ક્રમ આવતું રહેસે.

રત્ન ૫ મુ. **જાદુ વિદ્યા પ્રકાશ**—એમાં દેશી તથા યુરોપિયન નામાંકિત પ્રોફેસર જાદુગરોના હસ્ત ચાલાકીના, ગંજીફાના, તથાબી અનેક પ્રકારના સામનની મદદથી બનતા અજાયબી ખેલોની સચિત્ર માહીતી ખુલાસેથી આપવામાં આવશે.

રત્ન ૬ ઠુ. "**આર્ય રસાયન શાસ્ત્ર,**"એમાં પારો. ગંધક હરતાળ, હીંગળોક, ઇત્યાદિ ધાતુ, ઉપધાતુ, વિષ, ઉપવિષની ઉત્પતિ, શુધ્ધિ, જારણ, મારણ, દ્રાવણ, બક્ષણ, વિકાર શાન્તિ, ઈત્યાદિ રસાયન સબંધી

સર્વ માહીતી સંસ્કૃત મૂળ સહીત ગુજરાતી ભાષામાં આવતી રહેશે;

**રત્ન ૭ મું. "પ્રાચિન ગુપ્ત ગ્રંથ સંગ્રહ."** એમાં **યોગકલ્પ-દ્રુમ, ગોરક્ષસંહિતા, શિવસંહિતા, સિધ્ધ નાગાર્જૂનતંત્ર, દત્તાત્રયતંત્ર,** ઈત્યાદિ યોગ, મંત્ર, યંત્ર, તંત્ર, ઇત્યાદિના ગુપ્ત ગ્રંથોનું મૂળ સંસ્કૃત સહીત ગુજરાતી ભાષાંતર આવતું રહેશે હાલમાં **સિધ્ધ નાગાર્જૂન તંત્ર**નું ભાષાંતર ચાલુ છે.

**રત્ન ૮ મુ "અદ્ભુત ગુપ્તવિદ્યા સંગ્રહ."** એમા **રાજયોગ, હઠયોગ, મંત્ર યોગ, લયયોગ, મેસ્મેરીઝમ, સ્પીરીચ્યુએલીઝમ, ભુતવિદ્યા, વિમાનવિદ્યા, ફ્રોનાલજી, સામનાલીઝમ, ફ્રેનાલજી, શિલ્પશાસ્ત્ર,** ઈત્યાદિ યોગ, ભુત, પ્રેતવાહાનાદિ વિદ્યાકળાને સંગ્રહ આવતો રહેશે. **હાલમાંસ્પીરીચ્યુએલીઝમ** અર્થાત મુએલા માણસના આત્માસાથે સબંધ રાંખવાની વિદ્યાનો વિષય ચાલું છે.

**રત્ન ૯મું—"ઉપયુકત માહીતી તથા અદ્ભુત ચમત્કાર સંગ્રહ"** એમાં રસાયણ અને વનસ્પતિના ચમત્કારીક કલ્પ, ચમત્કારીક ઔષધી, અને **વનસ્પતિ, રસાયણ, લોહચુંબક, હવા, પાણી, દિપપ્રકાશ** ઈત્યાદિના. અદ્ભુત ચમત્કારો અને નવા શોધો આવતા રહેશે. હાલમાં. **કલ્પસંગ્રહનો** વિષય ચાલું છે, **જેમાં હેમનીધી, ગંધક, રૂદ્રવંતી, ગોરખમુંડી** ઈત્યાદિના ચમત્કારીક કલ્પ આવશે.

**"રત્ન ૧૦ મું. ત્રિકાળ જ્ઞાનવિદ્યા"**—એમાં **જોતિષ, રમલ, ફ્રાલ, સામુદ્રિક, મુખલક્ષણવિદ્યા,** પશુપંખી ઈત્યાદિના શબ્દોપરથી ભુતભવિષ્ય સમજવું, ઈત્યાદિ ભુત, ભવિષ્ય, વર્તમાન કાળની બિના જાણવાના વિષય આવતા રહેશે. આ પ્રમાણે વિષયો આ માસીકમાં ચાલું રહેશે. હાલએનો દરેક અંક રૅાયલ બારપેજી ૪૦ પૃષ્ટનો નીકળે છે, અને તેમાં દશે વિષયો ચાલું રહી દરેક વિષયના પાનાં નિરાળાં રાખવામાં આવ્યાં છે, એનુ વાર્ષીક મૂલ્ય ટપાલ ખરચ સાથે રૂ. ૩।।) ત્રણ અગાઊથી

લેવામાં આવેછે. અને ડીસેમ્બર સને૧૮૯૯ આખર સુધીમાં જેઓ ગ્રાહક થશે તેમને અગાઊના ગ્રાહકો ગણી, પહેલા અંકસાથે **ભવિષ્ય-દર્પણ** એ નામનું જોતિષ વિદ્યાની જાણવા યોગ બાબતનું દોઢરૂ કિંમતનું. પુસ્તક ૧), **છત્રપતિ શિવાજીમહારાજની ફોટોગ્રાફ જેવી સુંદર મોટી તસવીર,** તથા **સપ્તગ્રહ ફળભવિષ્ય** એટલે આવતા કાર્તીક માસમાં એકત્ર થનાર સપ્તગ્રહોનું ફળ ભવિષ્ય એ મુજબ ત્રણ ભેટો તથા દશમા અંકસાથે કર્ણ પિશાચ તંત્ર એટલે કોઈએ મનમાં ધારેલા ફળ, ફુલ, ફલ, દેવ, ધાતુ, ઉપધાતુ, વીગેરેનાં નામો કહી આપવાનું તંત્ર એમુજબચાર ભેટો મફત આપવામાં આવે છે. એ મુદત પછીના ગ્રાહકોને ભેટો મલશે નહીં. માટે ગ્રાહક થવા ઇચ્છનારાઓએ ઢીલ કરવી નહીં.

આ માસીક સંબંધી પૈસા ભરવાનો તથા પત્રાદિ હરેક વ્યવહાર ફક્ત નિચેને શીર નામેજ કરવો.

**સામળ સેવકરામ ગોર.**
કૌતુકરત્નાકરના મેનેજર.

ઠેકાણું.—રામવાડી પાસે તેલવાડી સામે જોશી જીવરાજ ઉકાનું પુસ્તકાલય મારકેટ પોષ્ટ—મૂંબઇ.

વધારે માહીતી જોઈએ તો પોષ્ટની અરધા આના વાળી ટીકીટ ૧) મોકલી મોટું હેન્ડબીલ મંગાવી લેવું. અને નમુના માટે એકાદ અંકે જોઈ હોય તો પાંચ આનાની પોષ્ટ ટીકીટે મોકલવી.

---

!વેચવામે તૈયાર છે!!

# Wonderful Magic Box.

# તલેસ્માતીક જાદુઈ પેટી.

મિત્ર મંડળી, જાત્રા, મેળાવડા, તેમજ નાટક શાળામાં પણ કરી દેખાડવા લાયક જુદા જુદા ૨૧) જાતના જાદુઈ ખેલોનો તૈયાર સામાન (દાબડા, કરંડીઆ, આરસા, રૂમાલ, બોર્ડ, તબકડાં, ગ્લાસો, કાર્ડબંડલ, વીગેરે) અને તેથી ખેલ કરવાની માહીતીનું એક પુસ્તક પણ આ પેટીમાં મુકેલું છે; જેથી આ પેટી ખરીદનારાઓને ફકત રૂા. ૨૫) માં સ્વતંત્ર ધંધો કરી નામ તથાં પૈસા મેળવવાને તે ઊત્તમ સાધન થઈ પડે છે. સદરહુ સામાન છોકરાંનાં રમકડાં જેવા નાના આકાર કદનો નહીં, પરંતુ સેંકડો મંડળી આગળ ખેલ કરવા લાયક આકાર કદનો હોઈ શુશોભિત રંગાવેલો છે. એ સામાનથી થનારા ખેલો:— (૧) હાથમાંનો રૂમાલ અકસ્માત ગુમકરવો; (૨) બાળેલો રૂમાલ ખાલી કાચપાત્રમાં અકસ્માત થવો; (૩) શહેતાની રૂપીઆંનો હેરત ભરેલો દેખાવ; (૪) પાણી ભરેલો ગ્લાસ ઊંધોવાળતાં પણ પાણીનું ન પડવું; (૫) બાળેલા રૂમાલથી ફુલો કરવાં; (૬) શાહીનુ ગુલાબ પાણી કરવું; (૭) ગંજીફાના બંડલમાંથી મંડળીએ લીધેલાં પાનાંનાં નામો કહી આપવાં; (૮) હાથમાંનો ગ્લાસ ગુમકરી મંડળી માંથી કાઢવો; (૯) છલ્લા છડીની અજબ કરામત; (૧૦) શાહીનું પાણી કરી તેનીજ ફરીથી શાહી કરવી; (૧૧) મંડળીનાં પાનાંનું ખાલી આરશીમાં આવવું; (૧૨) ખાલી ડબામાં નાંખેલા ધાન્ય, બીજનું તત્કાળ ઊગી નિકળવું; (૧૩) શાહીનાં ફુલો થઇજવાં; (૧૪) શાહી પાણીના ગ્લાસોનું અરસ્પરસ બદલાવું; (૧૫) ડબી માંહેલો રૂપીઓ તરત ગુમકરવો; (૧૬) સામે ટાંગેલા બોર્ડપર બંડલ ફેંકવાથી ફકત મંડળીના પાનાનુંજ ચોંટીજવું; (૧૭) પુરૂષને સ્ત્રિત્વ લાવવું; (૧૮) ઘણા શખ્સોએમનમાં ધારેલાં પાનાં દેખાડી આપવાં; (૧૯) ડબીમાં

રાખેલો કાર્ડ બંડલ ગુમકરી મીઠાઈ કરવી; ( ૨૦ ) આપણુ કહી તેજ પાનાં મંડળીના હાથમાં આવવાં; ( ૨૧ )લાકડાના ભુસાનાં ફુલો કરવાં;

આપરથી જણાશેકે આ ખેલો સાધારણું નહીં, પરંતુ પ્રખ્યાત પ્રોફેસર જાદુગરોના ખેલોંમાંહેલા છે. આ પેટીની કિંમત ફકત રૂા. ૨૫)રાખી છે; તો પણ ડીસેમ્બર સને ૧૮૯૭ આખર સુધીમાં ખરીદનાર પાસેથી ફકત રૂા. ૨૦ ) વીશ લેવામાં આવશે. ટપાલ રેલવે ખર્ચ જુદો પડશે, મંગાવનારે પુરેપુરી અગર ઓછામાં ઓછી અર્ધી કિંમત અગાઊથી મોકલ્યા સિવાય ફકત વી૦ પી૦ થી મોકલવામાં આવશે નહીં, પૈસા મોકલવાનો તથા પત્રાંદિ દરેક વ્યવહાર ફકત નિચેને શીરનામેજ કરવો, **વધારે માહીતી જોઈએ તો અર્ધા આનાની પોષ્ટ ટીકીટ મોકલવી.**

**પ્રોફેસર જી. એમ. કાર્લેકર.**

ઠે.—કુંભારવાડા પાસે પંચમુખી મારૂતીની કાપડ ગલી,

ગીરગામ પોષ્ટ—મુંબાઈ.

**! કવચિતજ મલતી તક !!**

# તલેસ્માતીકભેદો.

જાદુ, ઈષ્ટ, મહાત્મા, ઈંદ્રજાળ, કીમીઓ, રસાયણ, વનસ્પતિ, ગણીતવિદ્યા, અને કળાકૌશલ્યતાદિના અદ્ભુત ચમત્કારીક તાંત્રિક ભેદોની ખરી માહીતી મેળવી 'સિધ્ધ પુરૂષ " માં ખપવું હોય તો પોષ્ટની અર્ધા આના દરની પાંચ ટીકટો મોકલી ઉપલુ પુસ્તક મંગાવી લ્યો.

**શામળદાસ સેવકરામ ગોર.**

કૌતુક રત્નાકરના મેનેજર.